બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૧૩

# અચ્ચંકારિભદ્દા



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૩

# અચ્ચંકારી ભટ્ટા

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ



આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૮

મૂલ્ય સવા આનો

જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

# અચ્ચંકારી ભટ્ટા

'કન્યા એટલે કુળલક્ષ્મી. કન્યા એટલે કુળદીપિકા. આવી એક પણ કન્યા ન હોય તો આપણા ઘરની શોભા શું ?' એ વિચારે સાત પુત્રના માતાપિતા ધનશેઠ ને કમળશ્રી દીલગીર થતા હતા. પણ ભાગ્યશાળીના મનના કયા ભાવ પૂરા થતા નથી ? જાણે એમની ઈચ્છા પૂરી કરવાનેજ એક કન્યા જન્મી. તેમને અતિ આનંદ થયો. અને ભાઈઓને તો સાત બંધવ વચ્ચે એક બ્હેનડી એટલે તેમના હર્ષનો પાર શાનો રહે ?

શેઠે તો તે દિવસે ઉત્સવ ઉજવ્યો. સગાંવ્હાલાંમાં ને આડોશીપાડોશીમાં સાકરની લ્હાણી કરી ને ગરીબ ગરબાંને ઘણું દાન દીધું. ૭ દિવસ પૂરા થયા એટલે જોશીને બોલાવી જોશ જોવડાવી તેનું નામ પાડયું ભટ્ટા.

પૂરા લાડકોડમાં ઉછરતી તે પુત્રી ત્રણ વરસની થઈ એટલે તેના પિતાએ એક વખત બધાને ભેગા કરીને કહ્યું કે ભટ્ટાને કોઈએ કદી ચુંકારો (હુંકારો) પણ કરવો નહિ. આથી બધા તેને અચ્ચંકારીભટ્ટાના નામથી ઓળખવા લાગ્યા. એમ કરતાં તે પાંચ વર્ષની થઈ એટલે તેને ભણાવવા માટે શિક્ષક રાખ્યા. પણ બહુ લાડ લડાવેલ હોવાથી તેનું ચિત્ત અભ્યાસમાં ચોંટયું નહિ. વળી તેના પિતાએ શિક્ષકને પણ સૂચના આપી હતી કે એની ઈચ્છામાં આવે એટલું ભણવા દેવું પણ તમારે એનું મન જરાયે દુભવવું નહિ. આથી તેનો અભ્યાસ આગળ વધી શકયો નહિ.

ઘરનું વાતાવરણ સારૂં હતું ને માબાપ સંસ્કારી હતાં એટલે અચ્ચંકારીમાં બધા સંસ્કાર સારા પડયા પણ હદપાર લાડ લડાવવાને પરિણામે એક સંસ્કાર બહુ ખોટો પડયો. પોતાની ઈચ્છા પૂરી થવામાં જરા પણ વિલંબ થાય કે ફેરફાર થાય તો અચ્ચંકારી ખૂબ તપી જતી. ઘણી વખત તો મોટાભાઈઓને પણ એ વાતવાતમાં તુચ્છકારી કાઢતી પણ પિતાની બીકે તેઓ કાંઈ બોલી શકતા નહિ.

આમ અચ્ચંકારી ભટ્ટા સર્વપર સત્તા ચલાવતી અને પૂરા લાડકોડમાં ઉછરતી યૌવનમાં આવી. તેના અંગે અંગમાં લાવણ્ય ઉભરાવા લાગ્યું. જાણે સાક્ષાત ઉર્વશી કે મેનકા હોય તેવી દેખાવા લાગી. રૂપવંતી કન્યા અને અનાયાસે મળતી લક્ષ્મી લેવાનું મન કોને ન થાય ? યુવાન અચ્ચંકારીને જોઈને નગરના શ્રીમંતો પોતાના પુત્ર માટે તેની માગણી કરવા લાગ્યા. પણ ધનશેઠે તેમની આગળ એક શરત મૂકી કે જે મારી પુત્રીના કહ્યા પ્રમાણે ચાલે તેનેજ એ પુત્રી પરણાવું. આવી અણઘટતી શરત સાંભળી સહુ નિરાશ થયા અને કેટલાક તો શેઠની મશ્કરી કરવા લાગ્યા.

પુત્રી તો મોટી થતી ચાલી અને કોઈ તેમની શરત પ્રમાણે પરણનાર મળ્યો નહિ. આથી ધનશેઠને ખેદ થવા લાગ્યો. પણ સ્નેહઘેલા પિતાએ એ વિચાર ન કર્યો કે લગ્ન એટલે જ એક બીજા પર એક બીજાનો અધિકાર. એમાં પ્રેમથી એક બીજાની ઈચ્છા પ્રમાણે વર્તી શકાય. પણ સ્ત્રી

પુરુષની ગુલામડી બને કે પુરુષ સ્ત્રીનો ગુલામ બને તો એ લગ્નજીવન કહેવાય જ નહિ.

હવે એક વખત અચ્ચંકારી ઉદ્યાનમાં ફરવા નીકળી છે. સાથે સરખી સાહેલીઓ છે. અનેક જાતનો વાર્તાવિનોદ કરી તે આનંદ લૂંટે છે. એવામાં એજ નગરનો સુબુદ્ધિ નામે પ્રધાન ફરવા નીકળ્યો. તે ફરતો ફરતો બાગમાં આવ્યો. તેણે દૂરથી તારાઓમાં ચંદ્રની જેમ સખીઓના વૃંદ વચ્ચે અચ્ચંકારીને બેઠેલી જોઈ. એનું અપ્સરા સરખું દિવ્ય રૂપ જોતાં તે મોહિત થયો. હજારો વર્ષ તપ કરનાર વિશ્વામિત્ર જેવા ઋષિ રૂપથી ચળી ગયા, શંકર જેવા મહાન યોગી ભીલડીના રૂપથી ચળી ગયા તો આ પ્રધાન બિચારો ચળી જાય એમાં આશ્ચર્ય શું? એ તો ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો કે આ બાળા કુંવારી હશે કે પરણેલી? જો તે કુંવારી હોય તો કોઇ પણ ભોગે તેની સાથે લગ્ન કરૂં ને મારી જીંદગી સફળ કરૂં. એવામાં અચ્ચંકારી ભટ્ટા સખીઓ સાથે ઉભી થઈ અને થોડે દૂર પાલખી પડી હતી તેમાં બેસી ઘર તરફ ચાલી. પ્રધાન પણ થોડે દૂર એની પાછળ પાછળ ચાલ્યો. ધનશેઠના ઘર આગળ પાલખી ઉભી રહી એટલે જાણ્યું કે આતો ધન શેઠની જ પુત્રી લાગે છે. એની વિશેષ તપાસ કરતાં એ પણ ખબર પડી કે હજી એ કુંવારી છે અને તેનો પિતા તેને માટે યોગ્ય પતિની તપાસ કરે છે. આથી પ્રધાને શેઠને ત્યાં એક માણસને મોકલ્યો અને અચ્ચંકારી ભટ્ટાની માગણી કરી.

શેઠે કહ્યું: પ્રધાનજી બધી રીતે મારી પુત્રીને માટે યોગ્ય છે પણ તે મારી શરત કબુલ કરે તો જ હું મારી અચ્ચંકારીને પરણાવું. પછી શરત કહી બતાવી. માણસ પાછો ફર્યો. તેણે થયેલી વાતચીત પ્રધાનને કહી સંભળાવી. પ્રધાન કહે, શરત મારે કબુલ મંજુર છે માટે હવે સગપણ કરો અને ઘડીયાં લગ્ન લ્યો. ધનશેઠને એ સંદેશો મળતાં અત્યંત આનંદ થયો. એક તો પોતાની શરત મુજબ પતિ મળ્યો અને તે પણ નગરનો જ પ્રધાન. તેમણે અચ્ચંકારીનું સગપણ કર્યું ને થોડા દિવસમાં તો ભારે ધામધુમથી લગ્ન કર્યાં. અચ્ચંકારી પરણીને સાસરે આવી.

: ૨ :

પ્રધાન અચ્ચંકારીના કહ્યા પ્રમાણે ચાલે છે. આથી અચ્ચંકારી પણ ખૂબ પ્રસન્ન રહે છે. બંનેને અરસપરસ સારો પ્રેમ છે. હવે એક વખત અચ્ચંકારીએ કહ્યું કે સ્વામીનાથ! બે ઘડી દિવસ બાકી હોય ત્યારે તમારે ઘેર આવી જવું. તમારા વિના મને ગોઠતું નથી. આથી પ્રધાન ગમે તેવું કામ હોય તો પણ ઝટ સમેટી લઈ બે ઘડી દિવસ હોય તે પહેલાં ઘેર આવવા લાગ્યો.

હવે એ વાતની રાજાને ખબર પડી. એથી તેણે પ્રધાનને પૂછ્યું: પ્રધાનજી! તમે હંમેશાં વ્હેલા વ્હેલા ઘેર કેમ જાઓ છો? પ્રધાને સાચે સાચી હકીકત કહી દીધી. આથી રાજાને ક્રોધ ચડયો અને તેણે કહ્યું: શું મારા સોંપેલા

કામથી પણ તમારી સ્રીની આજ્ઞા વધારે છે! હવે તમારે મારી આજ્ઞા સિવાય ઘેર જવું નહિ.

અહીં સાંજ પડી પણ પતિ ન આવ્યા તેથી અચ્ચંકારી ભટ્ટા રોષે ભરાણી. આજ મારી આજ્ઞાનો ભંગ કરી તે મોડા આવે તો એમને આખી રાત બહાર જ ઉભા રાખું એમ વિચારી બારણાં અંદરથી બંધ કરી સુઈ ગઈ.

મધરાત પછી પ્રધાનને ઘેર જવાની રજા મળી. સાંજે અચ્ચંકારી જરૂર ધૂળ કાઢી નાખશે એ વિચારે તે ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો. ત્યાં બારણાં બંધ દીઠાં એટલે બહાર ઉભા રહી પ્રેમભર્યા અવાજે કહ્યું: પ્રિયે! બારણાં ઉઘાડ. પણ અચ્ચંકારી તો બોલે જ શું કરવા? પ્રધાને ફરીથી કહ્યું તો પણ અચ્ચંકારી બોલી નહિ ત્યારે પ્રધાને વિનંતિ કરીને કહ્યું કે પ્રિયે! રાજાની આજ્ઞાનો ગુલામ હોવાથી મોડું થયું છે તો મને માફ કર. કૃપા કરી બારણાં ઉઘાડ. તો પણ રોષે ભરાયેલી અચ્ચંકારીએ બારણાં ઉઘાડયાં નહિ. આથી પ્રધાનને ક્રોધ આવ્યો અને તે બોલી ઉઠયો: અરે દુષ્ટા! દ્વાર ઉઘાડ. જો તને આવી અભિમાની ને ક્રોધી જાણી હોત તો તને પરણીને મારી સ્વતંત્રતા વેચત નહિ.

આ શબ્દો સાંભળતાં જ અચ્ચંકારીનો ક્રોધ ભભૂકી ઉઠયો. તે એકદમ ઉઠીને ઉભી થઈ અને પહેર્યા પોશાકે જ બારણાં ઉઘાડી સીધી પિયર તરફ ચાલવા લાગી. ક્રોધે

ભરાયેલા પ્રધાને પણ એને અત્યારે ન બોલાવવામાંજ ડહાપણ માન્યું.

: ૩ :

શહેરની શેરીઓ સુનસાન છે. માણસોનો અવરજવર પણ બંધ છે. આટલી મોડી રાતે ચોર, વ્યભિચારી કે પહેરેગીર સિવાય કોણ નજરે પડે? ક્રોધમાં ને ક્રોધમાં અચ્ચંકારી પોતાના મકાનમાંથી નીકળી તો ગઈ પણ હવે તેને ભય લાગવા માંડયો. પોતાના શરીર પર આટલું બધું ઝવેરાત છે અને કોઈ અત્યારે સામું મળશે તો? આમ વિચાર કરતી તે બહુ ચુપકીથી ચાલતી એક અંધારી શેરીમાં દાખલ થઈ. એવામાં કેટલાક માણસોએ તેને એકદમ ઘેરી લીધી. ઘેરનારે એટલી ઝડપથી તેના મોઢા પર કપડું નાખી દીધું હતું કે તેને બૂમ મારવા જેટલો પણ વખત મળ્યો નહિ. પછી તેની આંખે પાટા બાંધી બદમાસો ઉપાડીને ચાલતા થયા.

આવડો મોટો શિકાર એકાએક હાથમાં આવેલો જોઈ તેમના આનંદની સીમા ન રહી. તેઓ એને ઉપાડીને શહેર બહાર દૂર એક જંગલમાં લઈ ગયા. ત્યાં તેના મોઢા તથા આંખો પરથી બાંધેલું કપડું દૂર કરી શરીર પરથી ઘરેણાં ઉતારી લીધાં.

આજુબાજુ જંગલ અને નિષ્ઠુર ચોરોને જોઈ અચ્ચંકારી ભયથી થરથર ધ્રૂજવા લાગી. મનમાં વિચાર આવ્યો કે રાત્રે મેં ક્રોધ ન કર્યો હોત તો આ હાલત થાત

નહિ. પણ હવે એ વિચારથી કાંઈ વળે તેમ ન હતું. પેલા બદમાસો તો અહીંથી પણ તેને ઉપાડીને આગળ ચાલ્યા ને એક ભીલરાજા પાસે લઈ ગયા. ભીલરાજાનું તેને જોઈને દીલ ઠર્યું એટલે સારી રકમ આપી અચ્ચંકારી ભટ્ટાને વેચાતી રાખી. રૂપથી અંજાઈ ગએલો ભીલરાજા અચ્ચંકારી પાસે આવી કહેવા લાગ્યો: હે સુંદરી! તું જરાયે શોક કરીશ નહિ. તને જે જોઈશે તે આપીશ. મારી સાથે સુખ ભોગવ અને મારી રાણી થા.

'ચૂપ કર, નાલાયક! એમ માગણી કરતાં શરમાતો નથી?' અચ્ચંકારી ભટ્ટાએ પોતાના મૂળ રૂઆબમાં ભીલ રાજાને જવાબ આપ્યો. પોતે નિર્બળ છે, નિઃસહાય છે એ વાતને તે ભૂલી ગઈ.

'મેં તને વેચાણ રાખી છે માટે સમજીને માની જા. નહિતર દુઃખી થઈને પણ મારી ઈચ્છાને આધીન થવું પડશે.' ભીલ રાજાએ અચ્ચંકારીભટ્ટાને દમ ભીડાવ્યો. પણ અચ્ચંકારી શિયળનો મહિમા સમજતી હતી. જલદ મિજાજ સિવાય તેનામાં એક પણ ખામી ન હતી. આથી તે બોલી: કામાંધ કુતરા! માણસ તે વેચાણ લઈ શકાતા હશે? કોઈપણ કાળે તારી દુષ્ટ ઈચ્છાને હું આધીન થવાની નથી. આથી થાંભલા જોડે અચ્ચંકારીને બાંધીને ભીલરાજા હાથમાં ચાબુક લઈ ચડડડ ચડડડ ફટકા મારવા મંડયો. એ મારથી અચ્ચંકારીના મુખમાંથી ચીસો નીકળવા લાગી.

અચ્ચંકારીની ચીસો સાંભળી ભીલરાજાની માતાને દયા આવી. તે આવીને બોલીઃ બેટા! તું શું કરે છે? આ કોઈ સતી સ્ત્રી લાગે છે? એને બહુ સતાવવાથી શાપ દેશે ને આપણે બળીને ભસ્મ થઈ જઈશું. કામાંધ ભીલના ગળે એ વાત ન ઉતરી પણ તેની માતાએ બહુ બહુ દૃષ્ટાંતો આપ્યાં ત્યારે એને સતાવવાનું બંધ રાખ્યું.

હવે તેણે વિચાર કર્યો કે આ સ્ત્રી મારે કાંઈ કામની નથી. એટલે એક વણઝારો ત્યાં આવતાં તેને વેચાણ આપી. રૂપ એ મહા અનર્થનું કારણ છે. અચ્ચંકારીને જે જે જોતા તેનું મન ચળી જતું. આ વણઝારાને પણ તેમજ થયું. તેણે અચ્ચંકારીને વશ કરવા પ્રયત્ન કર્યો પણ અચ્ચંકારી જરા પણ પોતાના શિયળમાંથી ચળી નહિ. એ વણઝારો વેપાર કરતો કરતો બર્બરદેશમાં પહોંચ્યો. ત્યાં ખુબ કિમ્મત ઉપજતાં અચ્ચંકારીને તેણે એક મ્લેચ્છને ત્યાં વેચાતી આપી. એ મ્લેચ્છે અચ્ચંકારીને કહ્યું કે તું બહુ ખૂબસૂરત છે. માટે મારા જનાનામાં રહે નહિ તો તારા લોહીથી કપડાં રંગીશ.

આ મ્લેચ્છ લોકો કપડાં રંગવા માટે માણસને સારૂં સારૂં ખવડાવી રૂષ્ટપુષ્ટ બનાવતા. પછી તેના શરીરે કાણાં પાડતા ને તેમાંથી જે લોહી નીકળતું તેને કુંડામાં અમુક દિવસ સુધી જામવા દેતા. પછી એનાથી કપડાં રંગતા. જેથી પાકો કીરમજી રંગ થતો.

અચ્ચંકારીએ કહ્યુંઃ તારા જનાનામાં જીવ જતાંયે હું

દાખલ થઈ મારૂં શિયળ કદી ખંડીત કરવાની નથી. એથી તેણે અચ્ચંકારીને પણ એજ રીતે સારૂં સારૂં ખવડાવી શરીરે કાણાં પાડયાં ને લોહી કાઢયું. પછી થોડો વખત એ કાણાં રૂઝાવા દીધાં ને ફરી પણ એજ રીતે કાણાં પાડયાં.

આટઆટલાં દુઃખ પડે છે પણ અચ્ચંકારી ભટ્ટાને શિયળ છોડવાનો વિચાર સરખો આવતો નથી. એતો એકજ વિચાર કરે છે કે 'કડવાં ફળ છે ક્રોધનાં.' એકજ વખત ક્રોધ કરવાનું આ ફળ મળ્યું તો વારંવાર ક્રોધ કરનારને શું થતું હશે! માટે હવે ગમે તેમ થાય પણ ક્રોધ કરવોજ નહિ.

અચ્ચંકારીભટ્ટાના શરીરમાંથી વારંવાર લોહી કાઢવામાં આવતું હતું. આથી તેને પાંડુરોગ થયો.

એક વખત તેનો એક ભાઈ વેપાર કરવા આજ દેશમાં આવ્યો. ફરતાં ફરતાં જે ગામમાં અચ્ચંકારી હતી તેજ ગામમાં તે આવી ચડયો. તેણે અચ્ચંકારીને જોઇ પણ તેનું રૂપ બદલાઈ ગયેલું હોવાથી ઓળખી શકયો નહિ. પણ અચ્ચંકારીએ એને ઓળખ્યો એટલે તે દોડીને એની પાસે ગઈ અને 'ભાઈ ભાઈ !' કહી રડી પડી. પછી પોતાના વિતકની બધી વાત કહી.

ભાઈએ કહ્યુંઃ તારા ઘેરથી નીકળી ગયા પછી બીજા દિવસેજ પ્રધાનજી ઘેર આવ્યા ત્યારે અમને ખબર

પડી કે તું ક્યાંક ચાલી ગઇ છે. અમે તારી બહુ બહુ શોધ કરી પણ તારો પત્તો લાગ્યો નહિ. છેવટે નિરાશ થયા. માત-પિતા તો તને સંભારીને ખૂબ રડયા કરે છે.

પછી ભાઈએ પેલા મ્લેચ્છને મ્હોં માગ્યા પૈસા આપી અચ્ચંકારીને છોડાવી અને તેને લઇને પોતાને ગામ આવ્યો. સહુએ અચ્ચંકારીની વાત સાંભળી આંખમાંથી આંસુ સાર્યાં. પ્રધાનને ખબર પડી એટલે તે પણ આવ્યા ને અચ્ચંકારીને માનપૂર્વક ઘેર તેડી લાવ્યા.

હવે અચ્ચંકારી પતિ પર આજ્ઞા ચલાવતી નથી કે કોઈ પણ વખત ક્રોધ કરતી નથી. ગમે તેટલું ઢોળાય ફોડાય કે નોકરના હાથે કંઈ બગાડ થાય તો પણ તેમને તે શાંતિથીજ સમજાવે છે. એતો જેવી ક્રોધી હતી તેવીજ સમતાશીલ બની ગઈ.

: ૪ :

શિયાળાની રાત છે, ટાઢ કકડીને પડે છે. એ વખતે ઉજ્જેણી નગરીની બહાર ક્ષિપ્રા નદીના કિનારે એક મુનિ-રાજ કાઉસગ્ગ કરીને ઉભા છે. આચારમાં ઉંચી હદે પહોંચેલા હોવાથી તેમણે શરીરે એક પણ વસ્ત્ર ઓઢયું નથી. ઠંડીનો પરિષહ સમતા ભાવે અનુભવે છે. એવામાં ત્યાં થઈને કેટલાક ગોવાળીયા નીકળ્યા. ધણ ચરાવીને તે આવતા હતા. તેઓ મુનિને જોઈ વિચાર કરવા લાગ્યાઃ અહો ! આવી ટાઢમાં પણ આ મુનિ ઉઘાડે શરીરે ઉભા છે. તેમનાથી રાત્રિની ઠંડી શી રીતે સહન થશે ? આપણે

તો આટલાં બધાં કપડાં પહેર્યાં છે. લાવો એમાંથી એક વસ્ત્ર આ મુનિને ઓઢાડીએ. એમ વિચાર કરીને તેમણે એક કાંબળો મુનિના શરીરે વીંટાળ્યો અને ચાલતા થયા.

હવે તેજ રાત્રે એક બનાવ બન્યો. એ નગરમાં એક બ્રાહ્મણ હતો. તેને તલ બહુ વ્હાલા હોવાથી તલનો ખૂબ સંઘરો કરતો. એથી તે તલભટ્ટને નામે ઓળખાતો હતો. તેને ધનશ્રી નામે સ્ત્રી હતી. તે મહા દુરાચારી હતી. તેણે તલભટ્ટે એકઠા કરેલા બધા તલ વાપરી નાખ્યા. કેટલાક પોતે ખાધા અને કેટલાક પોતાના પ્રેમીઓને આપી દીધા. હવે તેને લાગ્યું કે બ્રાહ્મણ તપાસ કરશે તો મારી ફજેતી થશે. આથી તેણે ડાકણનું રૂપ ધર્યું અને પોતાનો ધણી ખેતરમાં સુતો હતો ત્યાં જઈ હાથની તાળીયો પાડતી ને ભયંકર રીતે હસતી બોલવા લાગી: તલને ખાઉં કે તલભટ્ટને ખાઉં? બિચારા બ્રાહ્મણના તો એ સાંભળી હાંજા ગગડી ગયા. તે ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો: હે જોગમાયા! તલનેજ ખા, તલભટ્ટને નહિ. આ સાંભળીને સ્ત્રી બોલી: જા, તને જવા દઉં છું. તારા બધા તલ ખાઈ જઈશ. હવે તારે તલની વાત સંભારવી નહિ. ઘેર જઈ એ સંબંધી કોઈને કાંઈ પૂછવું પણ નહિ. નહિ તો તને પણ ખાઈ જઈશ. 'બહુ સારૂં' કહી બ્રાહ્મણ તો બિચારો થરથરવા લાગ્યો. સ્ત્રી એકદમ ઘેર આવીને ડાકણનો વેષ કાઢી નાખીને સુઇ ગઈ. બ્રાહ્મણથી હવે ખેતરમાં ન રહેવાયું. તે

પણ ઘેર આવ્યો ને ભયનો માર્યો મરણ પામ્યો. એનું એકા-એક મરણ થવાથી સ્ત્રી પણ ગભરાણી. તે કોઈ પાસે આ મડદાને ઉપડાવી શ્મશાનમાં આવી અને મુનિરાજ ઉભા હતા તેનાથી થોડે છેટે એ મડદું સળગાવી ઝટ ઘેર આવતી રહી.

પવન શરૂ થયો ને એ ચિતામાંથી તણખા દૂર દૂર સુધી ઉડવા લાગ્યા. એ તણખાથી મુનિરાજના શરીર પર વીંટાળેલો કાંબળો સળગ્યો અને મુનિરાજ આખા શરીરે દાઝી ગયા.

પ્રભાતે ગોવાળીઆ ગાયો ચરાવવા નિકળ્યા ત્યાં સાધુ-નું શરીર તદ્દન દાઝી ગયેલું જોયું એટલે મનમાં ખૂબ પસ્તાવો કરવા લાગ્યા: અરે ! આપણને શી બુદ્ધિ સુઝી કે મુનિને વસ્ત્ર ઓઢાડયું. એ વસ્ત્રને લીધેજ મુનિ દાઝયા. અરે ! આપણે તો મોટું પાપ કર્યું. આવો વિચાર કરી તે નગર-માં આવ્યા ને કુંચિક નામના શેઠને વાત કરી. કુંચિક શેઠ વાત સાંભળતાંજ ત્યાં ગયા ને મુનિરાજને પોતાને ત્યાં તેડી લાવ્યા. પછી કેટલાક ડાહ્યા માણસોને તથા વૈદ્યોને સલાહ પૂછી કે મુનિને શું ઓસડ કરવું ? ત્યારે એક વૈદ્યે કહ્યું: લક્ષપાક તેલ લાવીને મુનિના શરીરે ચોપડો તો આરામ થાય. એ સાંભળી એક જણે પૂછ્યું: લક્ષપાક તેલ કેવું હોય અને કયાં મળે ? વૈદ્ય કહે, અનેક કિમ્મતિ ઔષધિઓના સત્ત્વથી તે તૈયાર થાય છે. એક શીશાની કિમ્મત એક લાખ સોનામહોર થાય છે. મારા સાંભળવા પ્રમાણે સુબુદ્ધિ પ્રધા-

નને ત્યાં અચ્ચંકારી ભટ્ટાએ એવું તેલ બનાવેલું છે. એ સાંભળી કુંચિક શેઠે બે મુનિઓને એ તેલ લાવવાની વિનંતિ કરી. મુનિઓ એ તેલ લેવા અચ્ચંકારીભટ્ટાને ત્યાં ગયા.

મુનિને આવતા જોઈ અચ્ચંકારીભટ્ટા ઉભી થઈ ને વંદન કરી કહેવા લાગી: હે મુનિરાજ ! સફળ થયો આજનો દિવસ કે મારે આંગણે આપ પધાર્યા. કહો, કહો, મને શી આજ્ઞા છે ? સાધુઓએ વાત કરી કે એક મુનિ શરીરે દાઝી ગયા છે. તેમને માટે લક્ષપાક તેલ જોઈએ છીએ.

એ સાંભળી અચ્ચંકારી ભટ્ટા બોલી: અહો ! મારૂં તેલ આવા કામમાં કયારે આવત ? મારી તો જીંદગી સફળ થઈ ગઈ. પછી તેણે મજૂસમાંથી તેલનો શીશો કાઢી લાવવાની દાસીને આજ્ઞા કરી. દાસી મજૂસમાંથી શીશો કાઢી લાવવા જાય છે ત્યાં હાથમાંથી સરકી ગયો અને તેના ટુકડા થઈ ગયા. તેલ બધું જમીન પર ફેલાયું. એકાએક શીશો ફુટવાથી દાસી ગભરાઈ ગઇ. એનો અવાજ આવતાં મુનિરાજના કાન પણ ઉંચા થયા. પરંતુ અચ્ચંકારીના મુખ પર જરા પણ ખેદ થયો નહિ. એણે તો ધીમેથી કહ્યું: બ્હેન ! ઝટ બીજો શીશો લાવ.ઢળેલું તેલ પછી લેવાશે પણ મુનિરાજને શરીરે અશાતા ઘણી થતી હશે તેથી વાર લગાડીશ નહિ.દાસીએ બીજો શીશો કાઢયો ને ઉતાવળથી ચાલી પણ નીચે તેલ ઢોળાવાથી જમીન ચીકણી થઈ ગઈ હતી. તેના પર પગ પડતાં પગ લપસ્યો ને ફફાંગ લઇને નીચે પડી. બીજા

શીશાના પણ સેંકડો ટુકડા થઈ ગયા. દાસીના તો આથી હોશકોશ ઉડી ગયા. સાધુઓ પણ ખેદ પામ્યા. પરંતુ અચ્ચંકારી ભટ્ટાને એથી ખેદ ન થયો. તે બોલીઃ બ્હેન! ગભરાઇશ નહિ. તને ખૂબ વાગ્યું છે. તું હવે રહેવા દે. પછી પાસેજ બીજી દાસી ઉભી હતી તેને આજ્ઞા કરી કે હજી બે શીશા છે તેમાંથી એક લઇ આવ્ય. એ દાસી ગઈ ને શીશો લઇને બહાર નીકળતાં બારણાની ઠેસ વાગવાથી પડી ગઇ. ત્રીજો શીશો પણ ફુટી ગયો. આથી અચ્ચંકારી ભટ્ટાએ પોતે ઉઠીને એક શીશો રહ્યો હતો તે લાવીને મુનિઓને વહોરાવ્યો.

મુનિઓ કહે, બ્હેન! આ દાસીઓ પર તમે જરા પણ ક્રોધ કરશો નહિ. તેમનો વાંક નથી. અચ્ચંકારી કહે, મુનિરાજ! અલ્પ ક્રોધનાં પણ અતિ કડવાં ફળ આ જીંદગીમાં મેં ચાખ્યાં છે એટલે મેં એનો સદંતર ત્યાગ કર્યો છે. એમ કહી પોતાની આપવીતી કહી સંભળાવી.

મુનિરાજ તેની ક્ષમાની પ્રશંસા કરતા લક્ષપાક તેલ લઇ કુંચિક શેઠને ત્યાં આવ્યા. એ તેલથી મુનિને આરામ થઈ ગયો.

ગમે તેવા સંકટમાં પણ શિયળને નહિ છોડનારી અને અદ્‌ભુત ક્ષમા રાખનારી અચ્ચંકારી ભટ્ટાનાં વખાણ દેવલોકમાં પણ થાય તેમાં નવાઈ નથી.

સહુ અચ્ચંકારી ભટ્ટાની જેમ ક્રોધને છોડી સમતામાં રહેજો.

# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય
અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. રાા | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩ાા | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

જ્યોતિ કાર્યાલય
હવેલીની પોળ, રાયપુર
અમદાવાદ.